


જાપાનીઝ ગણેશ

# શ્રી ગણપતિનો ઉલ્લેખ : ધર્મગ્રંથોથી વિશ્વપ્રવાસ સુધી

❑ પૂર્વી મોદી મલકાણ

गजाननं भूतगणादि सेवितं कपित्थ जम्बू फलचारुभक्षणम्।
उमासुतं शोकविनाशकारकं नमामि विघ्नेश्वरपादपंकजम्।।
लम्बोदरं परम सुन्दर एकदन्तं पीताम्बरं त्रिनयनं परमंपवित्रम्।
उद्यद्धिवाकर निभोज्ज्वल कान्ति कान्तं विघ्नेश्वरं सकल विघ्नहरं नमामि।।

**જે**મની સેવામાં સર્વે ભૂત અને યક્ષ ગણો તત્પર રહે છે, જેઓ જાંબુનાં ફળોને અત્યંત રુચિપૂર્વક આરોગી રહ્યા છે, જેઓ જીવનમાંથી શોક-સંતાપને દૂર કરનારા છે તે ગિરિજાનંદન શ્રી ગણેશ-વિઘ્નેશ્વરાય ગણપતિને હું નમન કરું છું. જેઓ લંબોદર હોવા છતાં અત્યંત સુંદર અને મનને મોહિત કરનારા અને સૂર્ય સમાન

કાંતિવાળા છે, જેઓ પીળા પીતાંબરને અને કમળ સમાન વિશાળ નેત્રોને ધારણ કરનારા છે, જેઓ એકદંત તરીકે ઓળખાય છે તે વિઘ્નહારી વિઘ્નેશ્વરાય ગણપતિનાં ચરણમાં હું પ્રણામ કરું છું.

પિતામહ બ્રહ્માજીએ જે સૃષ્ટિની રચના કરી તેજ સૃષ્ટિના એક ભાગ રૂપે માનવોની પણ રચના કરી. જેઓ એક જૂથ બનાવીને રહેવા લાગ્યા. આજ જૂથમાં રહેલા માનવોએ સામાજિક, આર્થિક, કૃષિ, કળા વગેરે સંબંધિત થતી સમસ્યાઓને પહોંચી વળવા માટે પોતાની તમામ શક્તિઓને કામે વળગાડી જેને કારણે સમસ્યાઓમાંથી તેમને ક્યારેક સફળતા મળતી અને ક્યારેક ન મળતી. તેથી આ સમસ્યાઓને દૂર કરવા માટે તેમણે કુદરતની સૃષ્ટિ પર અને સૃષ્ટિની રચયિતામાં ભાગ ભજવતાં એવાં દેવીદેવતાઓ પર વિશ્વાસ અને શ્રદ્ધા રાખવી પડી. આથી એમ કહી શકાય કે બ્રહ્માજી દ્વારા સૃષ્ટિનું પ્રાગટ્ય થતાં જ સૃષ્ટિમાં અનેકાનેક સામાજિક અને ધાર્મિક વિધિઓ ચાલુ થઈ ગઈ અને સૃષ્ટિની રચનામાં ભાગ લેતાં અનેકાનેક દેવી દેવતાઓનું પૂજન, અર્ચન, વંદન, નમન, સ્મરણ, મનન, ચિંતન માનવસમાજ કરવા લાગ્યો. જેને કારણે આ દેવીદેવતાઓની સાથે જોડાયેલા વિવિધ ધર્મોનો પણ પ્રાદુર્ભાવ થયો. પરંતુ આ દેવીદેવતાઓમાં શિવપુત્ર ગણેશ-ગણપતિનો ક્યાંય ઉલ્લેખ ન થયો કારણ કે તેઓ બ્રહ્માજીની સૃષ્ટિના બધા જ ધર્મોમાં માન્ય રહ્યા પરંતુ તેમનો પોતાનો કોઈ એક ધર્મ ઉદ્ભવ્યો નહીં. આમ થવાને કારણે કેટલાક બ્રાહ્મણોએ અને વિદ્વાનોએ શિવપુત્ર ગણેશને વૈદિક દેવતાના રૂપમાં પ્રાધાન્ય આપ્યું નહીં. પરંતુ ઋગ્વેદની તૈત્તિરીય શાખામાં ગણપતિ શબ્દનો વારંવાર ઉલ્લેખ કરતાં કહેવાયું છે કે બ્રાહ્મણોમાં જે બૃહસ્પતિ છે તેમનું નામ ગણપતિ છે જે ગુરુઓના ગુરુ છે અને શિવગણોના ગણસ્વામી છે. ઋગ્વેદની તૈત્તિરીય શાખા ઉપરાંત બ્રાહ્મણ, આરણ્યક ગ્રંથોમાં, ગૃહસૂત્રમાં, શ્રૌતસૂત્રોમાં, સંહિતામાં ગણપતિ શબ્દની અનેકાનેક વ્યાખ્યા સાથે વિનાયક, હસ્તિમુખ, વક્રતુંડ, લંબોદરાય, ગૌરીનંદન વગેરે નામોનો પ્રયોગ જોવા મળે છે. કેટલાંક ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે આ બધા જ શબ્દો તે ગણેશ ગણપતિ માટે નહીં પણ ૩૩ કરોડ દેવતામાંના અન્ય એક દેવ માટે ઉપયોગમાં આવ્યા હોઈ આ દેવ વિઘ્નેશ્વરાય તરીકે ઓળખાતા નથી.

સર્વ પ્રથમ શિવપુત્ર ગણેશને વિઘ્નહર્તા તરીકે વ્યાખ્યા સ્મૃતિગ્રંથમાંથી મળી હતી. જેમાં કહ્યું છે કે પ્રજાપતિ બ્રહ્મા અને ભગવાન રુદ્રએ ભક્તગણોના જીવનમાંથી વિઘ્નો દૂર કરી તેમને સફળતા મળે તે માટેનું ઉત્તરદાયિત્વ વિનાયકને સોંપીને તેમને પોતાના સમસ્ત ભક્તો રૂપી ગણોના પતિ અર્થાત્ ગણપતિ તરીકે નિયુક્ત કર્યા છે. જ્યારે ગૃહસૂત્ર અને શ્રૌતસૂત્ર પછી આવેલાં શાસ્ત્રોએ ગણેશજીની છબીને






વધુ ઉજ્જ્વળ અને પ્રકાશિત કરી છે જેને કારણે ગણેશજી ત્રણેય લોકમાં વધુ પ્રસિદ્ધ થયા અને વધુ પ્રસિદ્ધિને પામીને મહાવિનાયક, ગણનાયક, નિર્વિઘ્નદેવ વગેરે નામો ધારણ કર્યાં. સ્મૃતિપત્રો, સૂત્રો પછી પુરાણોમાં પણ શ્રી ગણેશજીનો મહિમા ગવાયો છે અને સાથે સાથે ગણેશજીનું પૂજન અર્ચન શી રીતે કરવું તે વિસ્તૃત રીતે બતાવવામાં આવ્યું છે. એક તરફ જ્યાં પુરાણોમાં મહિમા ગવાયો છે ત્યાં બીજી તરફ મહાભારતમાં શ્રી ગણેશજીએ પોતાનું અન્ય રીતે અસ્તિત્વ અને મહત્ત્વ બતાવ્યું છે, જે તેમના પૂજન-અર્ચનની તમામ વિધિઓથી વિપરીત અને અનોખું છે. હિન્દુ ધર્મને બાદ કરતાં તિબેટિયન, બૌદ્ધ, જૈન, જાપાનીઝ, શ્રીલંકન, ચાઈનીઝ, થાઈલેન્ડના ધર્મગ્રંથોમાં પણ ગણેશનો ઉલ્લેખ થયો છે. આ ઉલ્લેખ અનુસાર તાંત્રિક બૌદ્ધધર્મમાં ''અવલોકિતેશ્વર'' ગણપતિ તરીકે સંબોધિત થયા છે, જેઓ સંપત્તિના દેવતા છે. જાપાનીઝ શીનગોન ધર્મમાં ગણેશને ''કુંગી'' તરીકે ઓળખી તેમનાં ત્રીસ સ્વરૂપ પ્રગટ કર્યાં છે. કમ્બોડિયામાં ''મૂર જાનુસ'' તરીકે ગણેશનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જેનાં પાંચ મસ્તક છે. આ નામ અંગે કમ્બોડિયાનો ઇતિહાસ કહે છે કે ૧૮૦૬માં વિલિયમ જોન્સ નામના અંગ્રેજે દ્વિમુખી ગણેશનું ચિત્ર દોર્યું હતું જેને 'જાનુસ' નામ આપ્યું, જ્યારે મૂર નામ પાછળથી લાગ્યું. આ મૂર નામ ''એડવર્ડ મૂર''ના નામ પરથી લાગ્યું જેણે ૧૯મી સદીના પ્રારંભમાં કમ્બોડિયાનો પ્રવાસ કરેલો. તો શ્રીલંકન (બૌદ્ધ) ગ્રંથોમાં ગણેશનો ઉલ્લેખ ''શાક્ય વ્રજપાણિ'' તરીકે થયો છે. તિબેટિયન ગ્રંથોમાં શ્રી ગણેશનો ઉલ્લેખ ''વિનિમયક્ષમ'' તરીકે કરાયો છે. તો શ્રીલંકન ગ્રંથોમાં ''મહારક્તં ગણેશા'' (લાલ વર્ણ ધરાવતાં) તરીકે ઓળખાયાં છે અને ગુઆટેમાલામાં ''એઝટેક ગનેશા'' તરીકે ઓળખાયા. આમ વિશ્વધર્મમાં જેમ શ્રી ગણેશનો ઉલ્લેખ થયો છે ત્યાં બૌદ્ધધર્મ એ પણ કહે છે કે ભગવાન બુદ્ધે પણ સ્વયં ગણેશ નામ ધારણ કર્યું છે. આપણે ત્યાં અને પૂર્વ એશિયાના દેશોને તો સમજી શકાય છે, પણ થોડા સમય ડોમેરિકન રિપબ્લિક દેશોની મુલાકાત લેવાનું બન્યું ત્યારે જાણ્યું કે

ડોમેરિકન રિપબ્લિક દેશોમાં પણ શ્રી ગણેશ "એલિફન્ટ હેડ ગુણીના" તરીકે પૂજાય છે. ડોમેરિકન રિપબ્લિક દેશની જેમ હાલમાં મેક્સિકોમાં પણ ગણેશજીનો ઉલ્લેખ થયેલો છે. આ વાતથી એ સમજી શકાય છે કે ભારત બહાર પૂર્વ એશિયામાં વિકસેલા બૌદ્ધધર્મની જેમ ગણેશજીએ પણ પૂર્વ એશિયા સહિત વિશ્વ પ્રવાસ કર્યો.

એક ધારણા અનુસાર મહર્ષિ વેદવ્યાસજીએ મહાભારત ગ્રંથના લેખન સમયે શ્રી ગણેશજીની મદદ લીધેલી હતી. તેમણે શ્રી ગણેશજીને વિનંતી કરી કે મારે સંસારને સારું શું છે ખરાબ શું છે તે જણાવતો એક નીતિ ગ્રંથ લખવો છે તેમાં મને આપની મદદ જોઈએ છે, આપ શું મારે માટે આ ગ્રંથ લખશો? કારણ કે સમસ્ત દેવગણમાં આપ સમાન બુદ્ધિશાળી કોઈ નથી, જે મારા કાર્યને વિચારપૂર્વક લખી શકે. ત્યારે મહર્ષિ વેદવ્યાસજીની વિનંતીને શ્રી ગણેશે માન્ય તો રાખી પણ સાથે સાથે એક શરત મૂકી કે તેઓ પોતાના લેખનકાર્યને નહીં છોડે અને લખતી વખતે જો વેદવ્યાસજી મંત્રોચ્ચાર બંધ કરી દેશે તો તેઓ લેખણીને ફરી હસ્તમાં નહીં લે. આમ કહેવા પાછળ શ્રી ગણેશજીનું તાત્પર્ય એ હતું કે શ્રી વેદવ્યાસજી દ્વારા સતત શ્લોક-મંત્ર અવિરત ધારા બનીને વહેવા જોઈએ અને આ જો અવિરતધારા અટકી જાય તો વિચારમાં, વિચારધારામાં અને લખવામાં અવરોધ આવે જેની અસર પ્રથમ લખાણમાં પડે અને બીજી અસર ગ્રંથમાં પડે. પરંતુ શ્લોક તો એમ સરળતાથી સરી ન પડે અને લખતા પહેલાં વિચારીને લખવું પડે. પરંતુ મહર્ષિ વેદવ્યાસજી પણ વિદ્વાનો અને જ્ઞાનીઓમાં અગ્રગણ્ય વિચારક અને વિદ્વાન હતા, તેથી તેમણે શ્રી ગણેશને વચન આપ્યું કે તેઓ વચ્ચે ક્યાંય મંત્રોચ્ચાર બંધ નહીં કરે, પરંતુ શ્રી ગણેશની શરત સામે પોતે પણ એક શરત મૂકી કે ગણેશજી પણ જે લખાણ કરશે તેમને તેઓ પૂરેપૂરી રીતે સમજીને અને વિચારીને લખશે. વિચાર્યા અને સમજ્યા વગરનું લખાણ તેઓ કરશે નહીં. મહર્ષિ વેદવ્યાસજીની આ શરતને શ્રી ગણેશે માની લીધી અને તેઓ વેદવ્યાસજી સાથે મહાભારત ગ્રંથની

**મહારક્તં ગણેશ**



રચના કરવા બેઠા. વિદ્વાનોનું કહેવું છે કે જેમ ગણેશ ચતુર છે તેમ વ્યાસજી પણ અત્યંત ચતુર છે. તેઓ પણ પોતાની કાવ્ય પ્રતિભાને પૂરેપૂરી રીતે દર્શાવતાં પ્રત્યેક સો શ્લોક પછી એક કૂટ શ્લોક બોલી દેતા હતા. આ કૂટ શ્લોકોને સમજવા અને સમજીને લખવા એ બહુ જટિલ કાર્ય હતું. આથી શ્રી ગણેશ આ કૂટ શ્લોકને સમજીને લખતા ત્યાં સુધીમાં વેદવ્યાસજી પોતાના નિત્યનિયમ પૂરા કરીને અન્ય શ્લોકોની રચના કરી લેતા હતા. આ પ્રકારે મહર્ષિ વેદ વ્યાસજી જેવા રચયિતા અને શ્રી ગણેશ જેવા રચનાકારને કારણે વિશ્વને મહાભારત જેવા આ મહાગ્રંથનું પિયૂષપાન કરવા મળ્યું છે જેમાં એક લાખ અઢાર હજાર શ્લોક સમાયેલા છે. આ ગ્રંથને વિશ્વએ સૌથી લાંબા કાવ્ય તરીકે સ્વીકાર કર્યો છે.

અન્ય એક માન્યતા અનુસાર કહેવાય છે કે મહાભારતના સમય સુધી ગણેશજીની અગ્રપૂજાનો પ્રારંભ થયો ન હતો. પરંતુ મહાભારતનાં યુદ્ધ પછી જ્યારે ભાગવતપુરાણની રચના થઈ રહી ત્યારે શ્રી ગણેશજીની પ્રસિદ્ધિ વધવા લાગી હતી. લોકસમુદાયમાં સિદ્ધિદાતાની પૂજાનો ધીમો પ્રારંભ થઈ ચૂક્યો હતો. દુર્ગા, પાર્વતી, સરસ્વતી, લક્ષ્મી, શિવ, વિષ્ણુ, અગ્નિ, વરુણ વગેરે દેવીદેવતાઓની સરખામણીમાં શ્રી ગણેશનું પ્રાગટ્ય ભલે મોડું થયું હતું પણ તેમ છતાં આજે હિન્દુધર્મમાં શ્રદ્ધા રાખનાર એક પણ



**જંગલની બહાર ગણપતિની મૂર્તિ (elephant preserve) બાલી**

ભક્તજન એવો નહીં હોય જેમને શ્રી ગણેશમાં શ્રદ્ધા ન હોય કે તેમનું પૂજન ન કરતો હોય. તેથી જ અર્વાચીન-પ્રાચીન સાહિત્ય અને કલામાં સિદ્ધિદાતા શ્રી ગણેશનું અને તેમની લીલાઓનું સ્થાન અનોખું છે.

ભક્તજનોના દુંદાળા દેવ શ્રી ગણેશજીના પ્રાગટ્ય માટે શાસ્ત્રોમાં અને સાહિત્યોમાં વિશિષ્ટ અને વિવિધતા ભરેલી વિચારધારા જોવામાં આવે છે.

૧) વૈદિકશાસ્ત્રોની માન્યતા અનુસાર શ્રી ગણેશજીને ઇન્દ્ર, રુદ્ર, મરુત (વરુણ) અને ગુરુ બૃહસ્પતિનું સંયુક્ત સ્વરૂપ માનવામાં આવ્યું છે.

૨) બીજી માન્યતા કહે છે કે શ્રી

ગણેશજી અનાર્ય દેવ છે જેઓ યક્ષો અને શિવગણો સમાન કદમાં નીચા છે, અને તેમની કૃતિ લંબોદરની છે, જેઓ શૂદ્ર અને કૃષકો દ્વારા પૂજાયેલા છે.

૩) ત્રીજા મત અનુસાર શ્રી ગણેશને પ્રાકૃતિક પશુ સ્વરૂપ પણ માનવામાં આવ્યા છે જેઓ સમય અનુસાર પોતાના સ્વરૂપને બદલે છે. તેમનું વાહન મૂષક છે જે અંધકારનું સ્વરૂપ છે પણ શ્રી ગણેશ સ્વયં સૂર્યનું સ્વરૂપ હોવાથી તેઓ મૂષકરૂપી અંધકાર ઉપર કાબૂ લઈ લે છે, અને સ્વયં સૂર્યરૂપે હાજર રહી પૃથ્વીને પ્રકાશમાન કરે છે.

૪) ચોથા મતનુસાર શ્રી ગણેશને ગ્રામદેવતાનું બિરુદ આપવામાં આવ્યું છે જેઓ ગ્રામ બહાર કોઈ વૃક્ષની નીચે બિરાજમાન થઈ ગ્રામજનોની આસ્થાપૂર્ણ સેવાનો સ્વીકાર કરે છે અને ભગવાન શિવની જેમ નાગ રૂપી આભૂષણને ધારણ કરે છે.

૫) શ્રી ગણપતિ ગણેશની જેમ વિષ્ણુ-સહસ્ર સ્તોત્રમાં ભગવાન વિષ્ણુને પણ ગણનાયક ગણેશ્વર કહીને સંબોધિત કરવામાં આવ્યા છે, તો શિવપુરાણ, બ્રહ્મપુરાણ વગેરેમાં ભગવાન શિવને ગણાધિશ ગણેશ્વર તરીકે માનવામાં આવ્યા છે. સાથે સાથે શિવના અનુચરો માટે પણ ગણ શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. તિબેટિયન ગ્રંથોમાં કહ્યું છે કે ભગવાન સદાશિવ અગણિત ગણોના (સમૂહોના) અધિપતિ છે, અને શિવના અનુચરો એ શિવગણો છે. પરંતુ શિવપુત્ર ગણેશનો એ શિવગણો પર વધુ પ્રભાવ હોવાથી તેઓ ગણાધ્યક્ષ રૂપે પૂજ્ય છે.

૬) જ્યારે યક્ષ સાહિત્યમાં કહ્યું છે કે શ્રી ગણપતિની સુમધુર મૂરતમાં નાગો અને યક્ષોનું સ્વરૂપ સંમિલિત કરવામાં આવ્યું છે.

૭) શ્રી ગણેશ નામ પાછળ શાસ્ત્રોમાં કહ્યું છે કે આઠ વસુઓ, અગિયાર રૂદ્ર અને બાર આદિત્ય ગણદેવતાના સ્વામી હોવાને કારણે શિવપુત્રને ગણેશ (ગણોના ઈશ્વર) એવું નામ પ્રાપ્ત થયેલું છે, જ્યારે નારદપુરાણ અને શિવપુરાણમાં કહ્યું છે કે શિવના અનુચરો તેઓ ગણ (સમુદાય) કહેવાતા આ ગણોના સ્વામી બનવાને કારણે તેઓ ગણેશ તરીકે ઓળખાયા. શિવપુરાણની એક અન્ય માન્યતા અનુસાર હસ્તિમુખ આવ્યા બાદ પુત્રને કુરૂપ જોઈને વ્યથિત બનેલાં પાર્વતીને પ્રસન્ન કરવા માટે ભગવાન શિવે વિનાયકને પોતાના સમસ્ત ગણોના સ્વામી બનાવ્યા જેને કારણે તેઓ ગણેશ કે ગણપતિને નામે ઓળખાયા. આમ શ્રી વિઘ્નવિનાશક શ્રી ગણેશ ગણપતિ ગમે તેટલાં નામ અને સ્વરૂપ ધારણ કરીને રહે પરંતુ તેઓ ફક્ત શિવગણોના જ સ્વામી નહીં પરંતુ માનવગણોના પણ સ્વામી છે તેથી જ આજે પ્રત્યેક ગૃહમાં અને પ્રત્યેક સમૂહમાં (મંડળોમાં) તેઓ નાનાં-મોટાં કદમાં અને અનેક સ્વરૂપમાં બિરાજી રહ્યા છે.

